# दक्षिणामूर्तिप्रादुर्भावः ॥

(મૂળ તથા ભાષાંતર)

ગુજરાતીમાં ભાષાંતરકર્તા
શ્રીમહામહોપાધ્યાય હાથીભાઈ હરિશંકર શાસ્ત્રી

રા. રા. જગમોહનદાસ પ્રાણજીવનદાસ,
નારણદાસ પરશોતમદાસ તરફથી
નમ્ર ભેટ

સં. ૧૯૮૪ ]  [ સને ૧૯૨૮



શ્રી ૧૦૦૮ શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય યોગીન્દ્રવર્ય
સ્વયમ્પ્રકાશ સ્વામી શ્રી આત્માનંદ સરસ્વતી.
સમાધિસ્થાન-બ્રહ્માવર્ત. સમય-આસો સુદ ૭ રવીવાર ૧૯૮૩

## શ્રી દક્ષિણામૂર્તિ



શ્રી બનારસમાં ગાયઘાટ આગળ શ્રી ચન્દ્રમૌલીશ્વર મઠમાં (શ્રી આનંદ ધામ) શ્રી દક્ષિણામૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા શ્રી ૧૦૦૮ શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય યોગીન્દ્રવર્ય સ્વયમ્પ્રકાશ સ્વામી શ્રી આત્માનંદ સરસ્વતીએ તા૦ ૨૩ મી માર્ચ ૧૯૨૭ ને ફાગણ વદ (૫) ને દિને કરી.

# श्री दक्षिणामूर्तिप्रादुर्भावः



एकदा विबुधाः सर्वे सर्षिसङ्घा महौजसः ।
सनकाद्यैर्युताश्चायन् स्वर्गलोकं सनातनम् ॥ १ ॥
सम्भूय नन्दनवने विचारं चक्रुरुत्तमम् ।
ब्रह्मविदाप्नोति परमित्याह श्रुतिरञ्जसा ॥ २ ॥
तत्को नाम भवेद् योग्यो यं प्राप्य वयमुत्तमम् ।
ब्रह्मविद्यां प्रपद्यामस्तन्नो वदतु कश्चन ॥ ३ ॥

એક સમયે સર્વ દેવો મહાન્ ઋષિઓના સમુદાયને સાથે લઈ સનકાદિક સહિત સનાતન સ્વર્ગલોકમાં આવ્યા. ૧. ત્યાં નંદન વનના રમ્ય પ્રદેશમાં ભેળા મળી વિચાર કરવા લાગ્યા કે, "બ્રહ્મવિત્ પુરુષ પરમપદને પામે છે એમ શ્રુતિ સ્પષ્ટ કહે છે, ૨. તો એવો કયો યોગ્ય પુરુષ છે કે જેને પામીને આપણે બ્રહ્મવિદ્યા સંપાદન કરી શકીએ? તે આપણામાંથી કોઇ બોલો." ૩

तत्रावदन् मुनिश्रेष्ठो नारदो वदतां वरः ।
ऋते ब्रह्माणमनघं कुत्र ज्ञानमवाप्यते ॥ ४ ॥
तद् वयं सर्व एवैते ब्रह्मलोकमितो यतः ।
तत्र ब्रह्माणमासाद्य ब्रह्मज्ञानमवाप्नुमः ॥ ५ ॥

તેમાંથી વક્તામાં શ્રેષ્ઠ એવા નારદમુનિ બોલ્યા કે, "બ્રહ્મા સિવાય નિર્દોષ જ્ઞાન બીજે કયાં મળી શકે? ૪. માટે આપણે બધા અહીંથી બ્રહ્મલોકમાં જઇએ અને ત્યાં બ્રહ્માને મળી બ્રહ્મજ્ઞાન મેળવીએ." ૫

श्रुत्वेदं नारदवचः सर्वे सन्तुष्टमानसाः ।
ब्रह्मलोकं प्रति तदा प्रस्थानं चक्रुरञ्जसा ॥ ६ ॥

ઉપર પ્રમાણે નારદનું વચન સાંભળીને સર્વેના મનને સંતોષ થયો અને સર્વેએ તે વખતેજ બ્રહ્મલોક ભણી તરત પ્રસ્થાન કર્યું. ૬

सनकादीन् पुरस्कृत्य महेन्द्राद्याः सुरर्षभाः ।
ब्रह्मलोकमुपायाता ऋषिभिर्बहुभिर्वृताः ॥ ७ ॥
तत्रापश्यन् स्थितं स्वैरं पद्मजं मीलितेक्षणम् ।
वाणीवीणाक्कणप्रोतमानसं रागरञ्जितम् ॥ ८ ॥
अग्रे च संस्थितां रम्यवेषशोभापरिष्कृताम् ।
सरस्वतीं वीक्षमाणं तालोद्यतकरद्वयम् ॥ ९ ॥
मध्ये मध्ये च सामानि गायन्तं स्वयमप्यमुम् ।
वीक्ष्याराद्देव देवास्तु विचारपरतां ययुः ॥ १० ॥

સનકાદિકને આગલ કરી ઇંદ્રાદિ સર્વ દેવો સઘળા ઋષિઓ સહિત બ્રહ્મલોકમાં આવ્યા, ૭. ત્યાં તો નેત્ર નિમીલત કરી વાણીની વીણાના નાદમાં જેનું ચિત્ત પરોવાયલું છે એવા રાગમાં રંજીત થએલા, ૮. આગળ મનોહર વેષ ધારણ કરી બેઠેલાં સરસ્વતીને વારંવાર જોતા અને વચ્ચે વચ્ચે પોતે પણ સામ્ ગાતાં ગાતાં બન્ને હાથથી

તાલ દેતા બ્રહ્માને જોઇ દેવો તો વિચારમાંજ પડી ગયા. ૯–૧૦

अहो रागातिसक्तस्य ब्रह्मणो नूनमीदृशीम् ।
अवस्थां सेवमानस्य सर्वथैवानुरागिणः ॥ ११ ॥
सर्वदैव सरस्वत्याः सविधं नैव मुञ्चतः ।
अध्यात्मविद्यावैमुख्यभाजोऽजस्य सकाशतः ॥ १२ ॥
ब्रह्मविद्यामवाप्स्यामः कथमित्यनुमृश्यताम् ।
इत्येवं वदतो देवमुनेः श्रुत्वा वचस्तदा ॥ १३ ॥

અહો!! આ રાગમાં અતિ આસક્ત હંમેશાં આવી દશા ભોગવતા સર્વથા અનુરાગી ૧૧. અને સરસ્વતીનો સમાગમ જરા પણ ન છોડતા આ બ્રહ્મા બ્રહ્મવિદ્યાથી વિમુખ જણાય છે; તેની પાસેથી ૧૨. આપણે શી રીતે બ્રહ્મવિદ્યા પામીએ એ કંઈ સૂજતું નથી. આવું દેવમુનિ નારદનું વચન સાંભળતાં જ ૧૩

सर्वेऽपि तूष्णीमेवातो ब्रह्मलोकाद्विनिर्ययुः ।
नारदोऽथाब्रवीद् यामो वैकुण्ठं लोकवन्दितम् ॥ १४ ॥
तत्र नारायणं देवं प्राप्य काममवाप्नुमः ।
ऐकमत्ययुजः सर्वे नारदस्य वचस्तदा ॥ १५ ॥
सम्पूज्य त्वरया सद्यो वैकुण्ठं जग्मुरुत्तमम् ।
अनिवारितवेशेन नारदेन महर्षिणा ॥ १६ ॥
अनुभूयाऽऽन्तरः सर्वो वृत्तान्तो विनिवेदितः ।
दृष्ट्वा लीलां समग्रां तु नारदो बहिरेत्य च ॥ १७ ॥

**निवेदयति देवेभ्यो विष्णोरमिततेजसः ।**
**यथावलोकितं सर्वं चरितं परमाद्भुतम् ॥ १८ ॥**

સર્વે છાનામાના બ્રહ્મલોકથી બહાર નીકળી ગયા. નારદ મુનિ બોલ્યા કે–હવે તો આપણે સકલલોકવંદિત વૈકુંઠલોકમાં જઇએ ૧૪. ત્યાં સાક્ષાત્ નારાયણને મળીને તેમના પાસેથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરીએ. એક મત થઇ સર્વેએ નારદનું એ વચન માન્ય કર્યું ૧૫. અને તરત જ ઉતાવળા ઉતાવળા ઉત્તમ વૈકુંઠમાં પહોંચ્યા. અહીં અંતઃ પ્રવેશ કરવા માત્ર નારદમુનિને જ રોકટોક ન હોવાથી તેઓ અંદર જઈ બધું વૃત્તાંત જાણી બહાર આવી ૧૬–૧૭ સર્વે દેવાદિકને અમિત તેજસ્વી વિષ્ણુ ભગવાનનું અદ્ભુત ચરિત જેવું જોયું હતું તેવું વર્ણવવા લાગ્યા.

**स्वयं महार्हशयने शयानः समुपास्यते ।**
**लक्ष्म्या विलाससचिवैः पादसंवाहनादिभिः ॥ १९ ॥**
**एवं विभवलीनस्य विष्णोः पालनकर्मणि ।**
**व्यग्रचित्तस्य का वार्ता ब्रह्मज्ञानोपदेशने ॥ २० ॥**

"આ તો અંદર મહામૂલ્યવાન શયન ઉપર પોઢ્યા છે આગળ લક્ષ્મીજી વિલાસયુક્ત પગચંપી વગેરે ઉપાસના કરી રહ્યાં છે ૧૯. એવા વૈભવલીન અને સદા જગત્‌ના પાલન કર્મમાં વ્યગ્ર ચિત્તવાળા વિષ્ણુભગવાન્ પાસેથી બ્રહ્મજ્ઞાનોપદેશ મળવાની વાત કેવી? ૨૦

**तदेत यामः कैलासं यत्र देवो महेश्वरः ।**
**चराचरगुरुः साक्षात् सर्वविद्यानिधिः स्वयम् ॥ २१ ॥**

ईशानः सर्वविद्यानामिति वेदेषु गीयते ।
तस्य प्रसादाल्लभ्येत ब्रह्मज्ञानमकल्मषम् ॥ २२ ॥
सम्मान्य नारदवचः सर्वेऽपि प्रस्थितास्ततः ।
उत्तरां दिशमुद्दिश्य ब्रह्मज्ञानेप्सवस्तदा ॥ २३ ॥
यत्र गौरीगुरुः शैलो हिमवान् भूभृतां वरः ।
नाऽतिदूरे ततोऽपश्यन् कैलासं राजतं गिरिम् ॥ २४ ॥

"તે માટે ચાલો આપણ સર્વે કૈલાસ ધામે જઈએ કે જ્યાં ચરાચર જગત્‌ના ગુરુ સર્વવિદ્યાના નિધિ સાક્ષાત્ મહેશ્વર દેવ સ્વયં બિરાજે છે. ૨૧. વેદમાં પણ જેને સર્વ વિદ્યાના ઈશાન તરીકે ગાય છે તે મહાદેવના પ્રસાદથી નિઃસંશય એવું બ્રહ્મજ્ઞાન મળે," ૨૨. આવું નારદ મુનીનું વચન માનીને સર્વે બ્રહ્મજ્ઞાન પામવાની ઇચ્છાવાળા ઉત્તર દિશા ભણી ચાલતા થયા. ૨૩. જે દિશામાં ગૌરી–પાર્વતીના પિતા હિમવાન પર્વતશ્રેષ્ઠ આવેલા છે તે તરફ થોડે દૂર જતાં જ રૌપ્યમય કૈલાસનાં દર્શન થયાં. ૨૪

तस्यैवोच्चतमे शृङ्गे मणिमण्डपशोभिते ।
मध्ये त्वष्टदलाकारे रत्नसिंहासने स्थितम् ॥ २५ ॥
ददृशुः परमेशानं देवं डमरुधारिणम् ।
देव्या त्रिपुरसुन्दर्या रुद्धवामार्द्धविग्रहम् ॥ २६ ॥

તે કૈલાસના અતિ ઉચ્ચ શિખર ઉપર મણિમય મંડપના મધ્યમાં અષ્ટદલંકાર રત્નસિંહાસન ઉપર બેઠેલા ૨૫. સાક્ષાત્ દેવી ત્રિપુરસુંદરીએ જેનું વામ અર્ધાંગ રોક્યું છે એવા ડમરુધારી શ્રી અર્ધનારીશ્વર દેવનાં દર્શન થયાં. ૨૬

प्रदोषसमये तत्र महोत्सवदिदृक्षया ।
स्थिता अगर्वमानन्दमापुरालोक्य वैभवम् ॥ २७ ॥
यदा महान ः श्रीमान् ताण्डवं कर्त्तुमुद्यतः ।
तदा विष्णुमपश्यँस्ते मृदङ्गाहतितत्परम् ॥ २८ ॥
ब्रह्माणं मीलिताक्षं च तालोन्निद्रकरं तथा ।
वाणीं पाणियुगारब्धवीणावादनपाटवाम् ॥ २९ ॥
रमां भगवतीं तत्र ददृशुर्नृत्यतत्पराम् ।
अनन्यादृशमालोक्य महोत्सववरं तदा ॥ ३० ॥

ત્યાં કૈલાસમાં પ્રદોષ સમયનો મહોત્સવ જોવાની ઇચ્છાથી સ્થિતિ કરી એ પરમશિવનો પ્રદોષ મહોત્સવનો વૈભવ જોઈ અત્યંત આનંદ પામ્યા. ૨૭ જ્યારે મહાનટ શ્રી મહેશ્વર તાંડવ કરવા ઉભા થયા ત્યારે વિષ્ણુને મૃદંગ વગાડવાને તત્પર જોયા, ૨૮. બ્રહ્માને નેત્ર નિમીલિત કરી તાલ દેવાને હાથ ઉંચો કરતા જોયા તથા સામે બ્રહ્માણી બન્ને હસ્તથી વીણા વગાડવાની પ્રવીણતા દર્શાવી રહ્યાં છે તેમનાં દર્શન કર્યાં. ૨૯ ભગવતી રમા–લક્ષ્મીને ત્યાં નૃત્ય કરતાં જોયાં, આવો અનુપમ મહોત્સવ જોઈને ૩૦.

विस्मयानन्दयोः सर्वे अन्वभूवन् परां दिशम्
तत्र रात्रिमुषित्वैव प्रातः स्नानादिकं तदा ।
कृत्वा स्थितान् पुनर्व्यक्तं जगाद मुनिसत्तमः ॥ ३१ ॥

સર્વેને આનંદની પરમભૂમિકાનો અનુભવ થયો. આ પ્રમાણે દોષ મહોત્સવનો આનંદ અનુભવી સર્વે ત્યાં રાત્રી ી અને પ્રભાતે સ્નાનાદિ કરીને બેઠા ત્યારે મુનિશ્રેષ્ઠ રદજીએ સર્વેને પુનઃ કહ્યું, ૩૧

दृष्टं भवद्भिरत्रापि महादेवस्य चेष्टितम् ।
ब्रह्मविष्ण्वादिभिः सार्द्धं ताण्डवं योऽनुतिष्ठति ॥ ३२ ॥
ब्रह्मलोके तु सावित्री दूरे स्थित्वा व्यरञ्जयत् ।
वीणावादनविन्यासैर्ब्रह्माणमिति लोकितम् ॥ ३३ ॥
विष्णुलोके पुनर्लक्ष्मीः पादसंवाहनोद्यता ।
दृष्टाऽस्माभिः श्लिष्टगात्रा नारायणवराङ्गकैः ॥ ३४ ॥
अत्र सर्वाधिकं दृष्टमर्द्धाङ्गे स्वेऽङ्गनाधृतिः ।
सेयं निःश्रेणिका नूनं क्रमतो वृद्धिमागता ॥ ३५ ॥
उत्तरोत्तरमुद्योगेऽप्यनवाप्तफला वयम् ।
ब्रह्मज्ञानप्राप्तियोग्यं नैव कञ्चिल्लभामहे ॥ ३६ ॥
ये स्त्रीशस्त्राक्षसूत्रादिरागाद्यङ्कनिषेविणः ।
निग्रहानुग्रहपरा मोक्षाशा कैव तेषु तु ॥ ३७ ॥

અહીં કૈલાસમાં પણ જોયુંને મહાદેવનું ચેષ્ટિત જે બ્રહ્માવિષ્ણુ આદિક દેવોને સાથે લઈ તાંડવ કરે છે. ૩૨. બ્રહ્મલોકમાં તો સાવિત્રી દૂર બેઠાં વીણાવાદનથી બ્રહ્માને રંજન કરતાં જોયાં, ૩૩. તે પછી વિષ્ણુલોકમાં લક્ષ્મીજી વિષ્ણુના ચરણ ખોળામાં લઈ પગચંપી કરતાં અને નારાયણના અંગો તેમનાં અંગને સ્પર્શ કરેલાં જોયાં, ૩૪. અને અહીં તો સર્વેથી અધિકતા એ જોઈ કે પોતાના અર્ધ અંગમાં જ અંગનાને ધારણ કરેલાં છે. આમ ઉત્તરોત્તર પગથીઉં ચડતું આવ્યું. ૩૫ આપણે એક પછી એક ઉદ્યોગ કરતા આવ્યા છતાં ઈષ્ટ ફળ ન મળ્યું. જ્યાંથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય તેવું સ્થાન નથી જડતું. ૩૬. જેઓ

સ્ત્રી, શસ્ત્ર, અક્ષમાળા આદિક રાગાદિક ચિહ્ન ધારણ કરતા હોય તેવા કોઈનો નિગ્રહ અને કોઇનો અનુગ્રહ કરનારાઓ પાસેથી મોક્ષોપાય મળવાની આશા શી? ૩૭

एवमुद्विग्नमनसो विनिवृत्ता निरुत्सुकाः ।
निरुत्साहा व्रजन्ति स्म देवर्षिमरुतां गणाः ॥ ३८ ॥
मध्येमार्गमुपायातान् गिरीन् कुञ्जजुषो भृशम् ।
विलोकयन्तः सानन्दं देवदारुवनानि च ॥ ३९ ॥

એમ ઉદ્વિગ્નમનવાળા દેવર્ષિ તથા દેવના ગણ ઉત્સુકતા તથા ઉત્સાહ રહિત પાછા વળી ચાલતા થયા. ૩૮. માર્ગમાં વચ્ચે આવતા પર્વતો તથા વૃક્ષોના નિકુંજો અને દેવદારુના વન જોતાં કંઇક આનંદિત થયા. ૩૯.

शिखराच्छिखरं यान्तो मानसं सर आसदन् ।
अत्रान्तरे महादेवस्तेषां मोहमहाग्रहम् ।
आकलय्यान्तरात्मत्वात् करुणावरुणालयः ॥ ४० ॥
अहो नु बत मोहोऽयं सर्वेषां संसृतिप्रदः ।
येनेमे भ्रामिताः सर्वे सदेवासुरमानुषाः ॥ ४१ ॥
मोहो नाम महानेष गर्त्तः कोऽप्यन्तवर्जितः ।
पतितो यत्र जानाति नात्मतत्त्वं महानपि ॥ ४२ ॥

એમ એક શિખરથી બીજા શિખર ઉપર જતાં જતાં માન સરોવર ઉપર આવી પહોંચ્યા. આ સમયે સર્વના અન્તરાત્મા હોવાથી એ દેવાદિકના મોહરૂપી મહાગ્રહને જાણી લઇ દયાના સાગર મહાદેવે ૪૦. અરે આ મોહ સર્વેને જન્મમરણાદિ કલેશ દેનારો છે કે જેણે દેવ, અસુર,

મનુષ્ય સહિત આ સર્વેને ભમાવ્યા છે. ૪૧. મોહ નામનો આ એક અંત વગરનો મ્હોટો ખાડો છે કે જેમાં પડેલો પુરુષ ગમે તેવો મહાન્ હોય તો પણ આત્મતત્ત્વ જાણવા યોગ્ય રહેતો નથી. ૪૨

देवानां सनकादीनामृषीणां च मनस्यहो ।
दुर्निवारोऽभवद्यं मोहोऽन्धतमसोपमः ॥ ४३ ॥
येनैषां हि हृदि ब्रह्मा सरस्वत्या युतो यतः ।
ब्रह्मज्ञानोपदेशेषु न योग्य इति सम्मतः ॥ ४४ ॥
विष्णुर्लक्ष्मीयुतो यस्मात्तस्मात्सोपि न सम्मतः ।
किमन्यदहमप्येषामर्धनारीश्वरत्वतः ॥ ४५ ॥
नैवाभातोस्मि सहसा योग्यो ब्रह्मोपदेशने ।
तदिदानीममीषां तं मोहमत्युग्ररूपिणम् ॥ ४६ ॥
अपाकर्त्तुं सद्य एव यत्न आस्थेय इष्यते ।
विचार्यैवं महादेवः स्वयं लीलाविनोदभृत् ॥ ४७ ॥
दिव्यं वपुरुपास्थाय परमानन्दविग्रहम् ।
शुद्धस्फटिकसङ्काशं विस्फूर्जत्तेजसाऽद्भुतम् ॥ ४८ ॥
मानसस्योत्तरे तीरे सरसः शष्पशोभिते ।
महतो वटवृक्षस्य मूले स्थितिमकल्पयत् ॥ ४९ ॥

"દેવોના, સનકાદિના તથા ઋષિઓના મનમાં આ મોહ ઘોર અંધકાર જેવો ઉત્પન્ન થયો છે તેનું નિવારણ થવું જો કે મુશ્કેલ છે. ૪૩. જે મોહને લીધે તેઓના હૃદયમાં બ્રહ્મા સરસ્વતિયુક્ત હોવાથી જ્ઞાનોપદેશને માટે અયોગ્ય

લાગ્યા, ૪૪ વિષ્ણુ લક્ષ્મીયુક્ત હોવાથી તે પણ યોગ્ય ન ભાસ્યા. આટલું જ નહિં, હું પણ એક અર્ધનારીશ્વર હોવાને લીધે ૪૫. તેઓને બ્રહ્મોપદેશ માટે યોગ્ય ન ભાસ્યો. તો તેઓનો આ ઉગ્રરૂપનો મોહ છે, ૪૬. તે દૂર કરવાને કંઇ યત્ન કરવો જોઈએ." આમ વિચારી મહાદેવ સ્વયં લીલા-વિનોદાર્થ ૪૭. શુદ્ધસ્ફટિક તુલ્ય પરમાનંદમય તેજથી જળહળતું દિવ્ય અદ્ભુત સ્વરૂપ ધારણ કરી ૪૮. હરી-યાળી સુશોભિત માનસ સરોવરના ઉત્તર તીર ઉપર એક મ્હોટા વડના વૃક્ષ તળે સ્થિતિ કરી બિરાજ્યા. ૪૯

दक्षिणाभिमुखो भूत्वा स्थितो यावत्तदैव हि ।
दूरतो दृष्ट एवासावागच्छद्भिः सुरर्षिभिः ॥ ५० ॥
कोऽप्ययं वचनातीतो विशेषो दृश्यतेऽग्रतः ।
तद्गत्वा वयमेतस्य तत्त्वं विद्मो महाद्भुतम् ॥ ५१ ॥

દક્ષિણ દિશામાં મુખ રાખી જેવા બેઠા કે તે ચાલ્યા આવતા દેવો તથા ઋષિઓએ તેમને દૂરથી દીઠા. ૫૦ તેઓના મનમાં થયું કે, આ કોઇ અવર્ણનીય વિશેષ આગળ દેખાય છે માટે ત્યાં જઇને એ અદ્ભુત તત્ત્વ શું છે તે જાણીએ. ૫૧.

एवं सम्मन्त्र्य सर्वेऽपि तत्राजग्मुरतित्वरम् ।
दूरादेव पृष्ठदेशदर्शनाद् विस्मयावहम् ॥ ५२ ॥
कोटिसूर्यप्रभं रूपं दृष्ट्वोत्कण्ठितमानसाः ।
त्वरया परयाक्रान्ताः सम्मुखागमनोत्सुकाः ॥ ५३ ॥
दिदृक्षवः सर्व एव तं देशं समया ययुः ।
पश्यन्ति स्म च सर्वेऽपि देवदेवं महेश्वरम् ॥ ५४ ॥

शुद्धस्फटिकसङ्काशं किञ्चिदुद्गतयौवनम् ।
वामेन करयुग्मेन पुस्तकं च कमण्डलुम् ॥ ५५ ॥
दक्षिणेनाक्षमालां तु स्फाटिकीं बिभ्रतं तथा ।
चिन्मुद्रापमरेणापि दधतं दिव्यरूपिणम् ॥ ५६ ॥
महतो वटवृक्षस्य मूलदेशे कृतस्थितिम् ।
दिव्याम्बरधरं चक्षुर्लोभनं दक्षिणामुखम् ॥ ५७ ॥

આમ એકબીજા વિચાર કરતાં ઉતાવળા ઉતાવળા ત્યાં આવ્યા. દૂરથી જ પૃષ્ઠ ભાગ જોઇનેજ તેઓ વિસ્મય પામ્યા હતા. પર. કોટિ સૂર્યસમ કાંતિવાળું રૂપ જોઈને સર્વના મન ઉત્કંઠિત થયાં અને ઉતાવળથી સન્મુખ આવવા ઉત્સુક બન્યા. ૫૩. દર્શનાકાંક્ષાથી સર્વે તે દેશમાં દેવની નજદીક આવી ઉભા અને જુએ છે તો–દેવના દેવ મહેશ્વર ૫૪. શુદ્ધ સ્ફટિક સમાન દેહકાંતિવાળા, કંઈક યૌવનાવસ્થાને પ્રાપ્ત થએલા, ડાબી કોરના બે હાથમાં પુસ્તક તથા કમંડલુ ધારણ કરતા. ૫૫. તેમ જ જમણી કોરના બે હાથમાં સ્ફટિકની અક્ષમાળા તથા ચિન્મુદ્રા (જ્ઞાનમુદ્રા) ધારણ કરતા દિવ્ય સ્વરૂપવાન્ ૫૬. દિવ્ય વસ્ત્ર ધરનારા, જોનારના નેત્રને લોભાવે એવી આકૃતિવાળા શ્રી દક્ષિણામુખ (શ્રી દક્ષિણામૂર્તિ દેવ) ને એક મહોટા વડના મૂળમાં સ્થિત થયેલા દીઠા. ૫૭.

दृष्ट्वा देवं निवृत्तान्तःकरणाः सर्व एव ते ।
करणान्तरव्यापारपराङ्मुखमनस्तया ॥ ५८ ॥
एकाग्रेन्द्रियसन्दोहा मिथो वक्तुमुपक्रमम् ।
चक्रिरे सूक्ष्मदर्शित्वात् प्रथमं नारदोऽब्रवीत् ॥ ५९ ॥

अहो नु भव्यता कापि मूर्तेर्वाङ्मनसातिगा ।
ययाऽत्याकृष्टमनसो वयं वृत्तमनोरथाः ॥ ६० ॥

દક્ષિણામૂર્તિ દેવનાં દર્શનથી અંતઃકરણને નિવૃત્તિ મળતાં બીજી ઇંદ્રિયોની ક્રિયાથી વિમુખ છે મન જેનું એવા તે સર્વે ૫૮. એકાગ્ર સકલ ઇંદ્રિય થઇને પરસ્પર વાર્તાલાપ શરુ કર્યો તેમાં સૂક્ષ્મદર્શી નારદજી પ્રથમ બોલ્યા. ૫૫. અહો શી મૂર્તિની ભવ્યતા છે કે જેમાં મન કે વાણીની કઇ ગતિ નથી અને જે ભવ્યતાથી આપણાં મન આકર્ષાતાં આપણા સર્વેના મનોરથ સિદ્ધ થયા છે. ૬૦

स्त्रीति नामेन्द्रियार्थोऽयमिन्द्रियार्था यथापरे ।
तथापि वर्त्तते तत्रातिशयः कश्चिदेव हि ॥ ६१ ॥
लोकेऽपि पश्यतो नित्यं शृण्वतो जिघ्रतः पुनः ।
भुञ्जानस्य न कोऽप्यस्ति दोषलेशभयोद्गमः ॥ ६२ ॥
स्पर्शो नामायमस्त्येको विषयो विशयावहः ।
सोऽपि स्त्रीलक्षणो याति नरकस्य निदानताम् ॥ ६३ ॥
सेयं स्त्री महताऽनेन देवेन परमाग्रहात् ।
आसनत्वापादनेन समाक्रान्ता ह्यधोमुखी ॥ ६४ ॥
तदयं ब्रह्मणो विष्णोर्महादेवादपि स्वयम् ।
स्वातिरेकं प्रकटयन् मनःसंवननं हि नः ॥ ६५ ॥
अतोऽत्र नो मनोवेगः परां विश्रान्तिमञ्चति ।
उपविश्य तदत्रैव निभृतं प्रविलोक्यताम् ॥ ६६ ॥

સ્ત્રી નામક એક ઇન્દ્રિયાર્થ છે જેવા કે બીજા રૂપાદિક ઇન્દ્રિયાર્થો છે તેવો તો પણ એ સ્ત્રી નામના ઇન્દ્રિ-

યાર્થમાં કંઈ વિશેષ રહેલો છે. ૬૧. લોકમાં પણ હમેશાં જોતાં, સાંભળતાં, સૂંઘતાં અને ખાતાં એવો દોષોદ્‌ભવનો ભય નથી રહેતો, ૬૨. જેવો સ્પર્શની બાબતમાં રહે છે. સ્પર્શ નામનો એ એક વિષય અનેક સંશયવાળો છે અને તે પણ સ્ત્રી સંબંધી સ્પર્શ તો નરકનું આદિકારણ બને છે. ૬૩. તે સ્ત્રી આ મહાન્ દેવે હઠથી અધોમુખી આસન-રૂપ બનાવી દબાવી છે. ૬૪. તેથી આ દેવ બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર ત્રણેના કરતાં પોતાની વિશિષ્ટતા પ્રકટ કરતાં આપણાં અંતઃકરણનું વશીકરણ છે. ૬૫. આથી આપ-ણના મનનો વેગ આમાં પરમ વિશ્રાંતિ પામે છે જેથી આપણે સ્વસ્થ મને દેવને અવલોકિએ. ૬૬

उत्तराभिमुखाः सर्वे देवाभिमुखतां गताः ।
दक्षिणाशाभिमुख्येन स्थितत्वात् रम्यमूर्त्तितः ॥ ६७ ॥
दक्षिणामूर्त्तिरित्येव तं देवं जगदुस्तदा ।
ऊचुश्च सनकाद्यास्तान् यदर्थमयमुद्यमः ॥ ६८ ॥

સર્વો ઉત્તરાભિમુખ થઈને દેવની સામે બેઠા. દેવ-સ્વયં દક્ષિણ દિશા ભણી મુખ કરી બેઠેલા છે, અને અતિ-રમ્ય મૂર્તિ છે, ૬૭. તેથી સર્વેએ તેમને દક્ષિણામૂર્તિ કહ્યા; સનકાદિક સકલ મહર્ષિ પ્રભૃતિને કહેવા લાગ્યા કે જેને માટે આપણો આ ઉદ્યમ છે ૬૮

सर्वेषां नो महारम्भः सोऽयमद्य फलेग्रहिः ।
ब्रह्मविद्याप्तये सर्वे वयमुद्युक्तवृत्तयः ॥ ६९ ॥
ब्रह्मलोकं च वैकुण्ठं कैलासं च गता खलु ।
तत्र तत्र गतैर्दृष्टं ब्रह्मविद्याविरोधि यत् ॥ ७० ॥

तत्सर्वानुभवारूढं नानुवादमिहार्हति ।
मन्यामहे परेशेन केनाप्यासुरमोहकृत् ॥ ७१ ॥
लोकादिभ्रामणेनैवास्माकमापादितं तमः ।
तदिदानीं मनोदोषप्रशमाधायि सद्वपुः ॥ ७२ ॥
सम्प्रदर्शयताऽनेन क्षयं नीतमशेषतः ।
सोऽयमासादितः पुण्यैर्दक्षिणामूर्त्तिरीश्वरः ॥ ७३ ॥

તે આપણુ સર્વનો આ મહારંભ આજે ફળીભૂત થયો. આપણ સર્વે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે ઉગ્ર સંકલ્પથી ૬૯. બ્રહ્મલોક, વૈકુંઠ તથા કૈલાસ જેવા સ્થાનોમાં ગયા હુતા. તે તે સ્થાનકે જઇને આપણે બ્રહ્મવિદ્યાનું વિરોધી જે જે જોયું ૭૦. તે સઘળું આ ઠેકાણે અનુવાદ કરવાની જરૂર નથી. અમે એમ જ માનીએ છીએ કે કોઇ પરેશ્વરે આપણનાં મનમાં અસુર મોહ ઉત્પન્ન કરી ૭૧. આપણને અજ્ઞાનાંધકારમાં ભ્રમણ કરાવ્યું. તે આપણું તમઃ (અજ્ઞાન,) સર્વ મનોદોષની શાંતિ કરી દીએ એવું સૌમ્યસ્વરૂપ ૭૨. દર્શાવી આ ગુરુદેવે નિઃશેષ ક્ષય પમાડ્યું છે. તે આ દક્ષિણામૂર્તિ ઈશ્વર આપણના કોઇ પુણ્ય યોગથી મળ્યા છે ૭૩.

यद्दर्शनेन चेतो नः परां शान्तिमुपार्च्छति ।
फलितं पुण्यनिचयैः फलितं नो मनोरथैः ।
फलितं चिरयायिन्या ब्रह्मजिज्ञासयाऽपि च ॥ ७४ ॥
अयं हि करुणापारावारो नित्यमतन्द्रितः ।
दृशा सुधा किराऽस्माकं धिनुते तत्त्वमान्तरम् ॥ ७५ ॥

अस्यासने स्त्रियं नीचीकुर्वतः स्फुटतां गता ।
संसारमूलगेहिन्यास्तिरस्कारसमर्थता ॥ ७६ ॥

परस्त्यागः परा शान्तिर्वैराग्यं सर्वतोऽधिकम् ।
परमेव पुनर्ब्रह्मनिष्ठत्वं गम्यते स्फुटम् ॥ ७७ ॥

કે જેના માત્ર દર્શનથી જ આપણાં ચિત્ત પરમ શાંતિ પામ્યાં છે. આપણા પુણ્યસમુદાય ફલિત થયા, આપણા સર્વ મનોરથો સિદ્ધ થયા અને ઘણા કાળની બ્રહ્મજિજ્ઞાસા પણ ફલિત થઈ ૭૪. આ કરુણાના સમુદ્ર નિરંતર ઉદ્યુક્ત (જાગૃત) રહી અમૃતને ઝરતી દૃષ્ટિથી આપણા અંતઃકરણનું સંતર્પણ કરે છે. ૭૫. આ દેવે સ્ત્રીને પોતાના આસનતલે દબાવીને સંસારની મૂલભૂત ગૃહિણીને તિરસ્કાર કરવામાં પોતાની સમર્થતા દર્શાવી છે. ૭૬. આ ઉગ્ર ત્યાગ, પરમ શાંતિ અને સર્વથી અધિક વૈરાગ્ય જોઇ આ દેવની પરબ્રહ્મનિષ્ઠતા સ્પષ્ટ જણાઈ આવે છે. ૭૭

अस्माकं तु प्रथमतो दर्शनादेव निर्वृतम् ।
स्वान्तमेतस्य शिष्यत्वं येनास्माभिरुरीकृतम् ॥ ७८ ॥

शिष्यानस्मानिदानीं यो ज्ञानमुद्राप्रदर्शनैः ।
संशयातिगसङ्कल्पान् कुरुते मौनमाश्रितः ॥ ७९ ॥

मौनमेवोपदेशोऽस्य चिन्मुद्रैव विशेषिणी ।
परा व्याख्येति संविद्मो नूनमन्यानपेक्षिणी ॥ ८० ॥

मध्यमानामिकाभ्यां या सङ्गताऽस्य कनिष्ठिका ।
सैषा गुणत्रयमयी माया सर्वविमोहभूः ॥ ८१ ॥

तामेतां दूरतो जह्यादात्मानात्मविवेकतः ।
निष्प्रत्यूहं ततस्त्वैक्यं ब्रह्मणा प्रत्यगात्मनः ॥ ८२ ॥
भवेदित्ययमादेशस्तर्जन्यङ्गुष्ठयोगतः ।
स्वयं स्फुटं प्रकटितो निदर्शनविशेषतः ॥ ८३ ॥
सर्वसंशयविच्छेदि तदिदं दर्शनं मतम् ।
विनैवाक्षरविन्यासं व्याख्यानमतिनिर्मलम् ॥ ८४ ॥

આપણાં તો અંતઃકરણ આ દેવનાં દર્શનથી પ્રથમ જ નિવૃત્તિ પામ્યાં હતાં જેથી આપણને એમના શિષ્ય થવાનું મન થયું અને આપણે શિષ્ય થયા. ૭૮. પણ હવે આ દેવ શિષ્યભાવ પામેલા આપણને જ્ઞાનમુદ્રા દેખાડીને મૌન રહ્યા રહ્યા જ આપણા સર્વ સંકલ્પોને ગતસંશય કરી દીએ છે. ૭૯. આ દેવનું મૌન એ જ ઉપદેશ છે અને ચિન્મુદ્રા એ જ બીજા કશાની અપેક્ષા વિનાની વિશિષ્ટ પ્રકારની વ્યાખ્યા છે એમ જાણીએ છીએ. ૮૦. આ દેવની મધ્યમા તથા અનામિકા અંગુલીની સાથે મળેલી કનિષ્ઠિકા છે એ ત્રણ આંગલીઓ સકલ જગતના મોહને ઉત્પન્ન કરનારી ત્રિગુણમયી માયાનું સૂચન કરે છે. ૮૧. તે એ માયાને દૂર કરી આત્મવસ્તુ તથા અનાત્મ પદાર્થનો વિવેક સંપાદન કરાય એટલે અંતરાત્માનું પરબ્રહ્મની સાથે ઐક્ય નિર્વિઘ્નસિદ્ધ થાય ૮૨. એમ એ તર્જની તથા અંગુષ્ઠના યોગરૂપ જ્ઞાનમુદ્રા દૃષ્ટાંત પ્રદર્શનપૂર્વક સ્ફુટ ઉપદેશ કરે છે. ૮૩. તેથી આ દેવનું દર્શન સર્વ સંશયને છેદનારું થયું અને અક્ષરોચ્ચારણા વગરનું નિર્મળ વ્યાખ્યાનરૂપ થયું. ૮૪

श्रुतं ह्यस्माभिरसकृद् बाष्कलेरुपवर्णनम् ।
स्पष्टं ह्युपनिषन्मध्ये बाह्वाचार्येण देशितम् ॥ ८५ ॥
पौनःपुन्येन वदता पृष्टो बाष्कलिना यदा ।
उवाचावचनेनैवमात्मतत्त्वं तदा गुरुः ॥ ८६ ॥
कथं वोच्येत यो नित्यं मनोवाचामगोचरः ।
अजानानेन तत्तेन हठादुक्तं पुनर्यदा ॥ ८७ ॥
पृष्टोऽपि न कथं ब्रूषे तदा बाह्वोऽब्रवीत् स्वयम् ।
ननूक्तमेव मयका त्वयका नावबुध्यते ॥ ८८ ॥
शान्तोऽयमात्मा नितरां तूष्णीम्भावावसानकः ।
उपदेशस्तदीयोऽसाविति सर्वं प्रकाशितम् ॥ ८९ ॥
ततो देवाः समस्तास्ते ऋषयस्तापसाश्च ये ।
सनकाद्या नारदाद्यास्तथा देवर्षयोऽपि च ॥ ९० ॥
मुदा परमया युक्ताः स्वात्मानन्दयुजः पुनः ।
सम्भूय दक्षिणामूर्त्तिमुपासाञ्चक्रुरञ्जसा ॥ ९१ ॥
तेषामेवं विनिघ्नन् योऽन्तःस्थमन्धं तमः सदा ।
परः परात्परतरः परमेष्ठी स सद्गुरुः ॥ ९२ ॥

इति श्रीशिवरहस्ये दशमांशे श्रीदक्षिणामूर्त्ति-
प्रादुर्भाववर्णनं नाम द्वितीयोऽध्यायः

આપણે ઉપનિષદ્‌માં બાષ્કલિને બાહ્વાચાર્યે આત્મતત્ત્વનો ઉપદેશ કર્યાનું સાંભળ્યું છે ૮૫. જ્યારે વારંવાર બાષ્કલિએ પૂછ્યું ત્યારે બાહ્વે અવચન(મૌન)થી જ આત્મતત્વ દર્શાવ્યું. ૮૬. કારણ કે જે મન તથા વાણીનું અગોચર

છે તે વચનથી કેમ કહેવાય? પણ બાષ્કલિ એ જાણતો નહિ હતો તેથી તેણે "હઠથી ફરી ફરીને પૂછું છું ૮૭. તોપણ તમે કાંઇ ઉત્તર કેમ દેતા નથી" એમ કહ્યું. ત્યારે બાહ્વે કહ્યું કે 'મેં તો કહ્યું પણ તારાથી સમજાતું નથી તેનું શું કરાય? ૮૮. કેમકે આ આત્મા શાંત છે, એનો ઉપદેશ તો મૌન બેસી જવું એટલો જ થઇ શકે' એમ આટલો જ ઉપદેશ છે એમ પ્રકાશિત કર્યું. ૮૯. તદનંતર સઘળા દેવો, ઋષિઓ, તપસ્વિઓ, સનકાદિક અને નારદાદિ દેવર્ષિઓ પણ ૯૦. પરમ હર્ષથી સ્વાત્માનંદનો અનુભવ લેતા સર્વે મળીને દક્ષિણામૂર્તિ દેવની ઉપાસના કરવા લાગ્યા. ૯૧ તેઓના અંતઃકરણના અજ્ઞાનરૂપી ગાઢ અંધકારને હણનારા તે પર, પરાત્પર, પરતર અને પરમેષ્ઠી સદ્ગુરુ થયા. ૯૨.

અહીં શિવરહસ્યના દશમાંશનો દક્ષિણામૂર્તિપ્રાદુર્ભાવ વર્ણનનો ૨ જો અધ્યાય પૂર્ણ થયો.

---

ऋषय ऊचुः ।

भगवन् परमेशान भवतो भुवनाद्भुतम् ।
रूपं दृष्ट्वैव चेतांसि निर्मलान्यभवन् हि नः ॥ १ ॥

श्रवणादि प्रकुर्वाणा यां शान्तिमुपयान्ति नो ।
तां वयं परमां शान्तिमुपयाताः परात्पर ॥ २ ॥

भवतो दर्शनं जातमपुनर्भवदर्शनम् ।
दर्शनाज्ज्ञानमुद्रायाः संशया नष्टिरोहिताः ॥ ३ ॥

तथापि देवदेवेश भवतश्चरणाम्बुजे ।
यथा भक्तिर्दृढा नः स्यात्तथा किञ्चित् प्रशाधि नः ॥४॥
येन जीवन्मुक्तिसुखानुभवः सततो भवेत् ।
अन्तराव्यवहारादिस्मरणादे प्रमार्जनात् ॥ ५ ॥

ઋષિઓએ પૂછયું

હે ભગવાન્ પરમેશ્વર! આપનું પરમ અદ્ભુત રૂપ જોઇને જ અમારાં ચિત્ત નિર્મલ થઇ ગયાં. ૧ શ્રવણ, મનન, નિદિધ્યાસન વગેરે સાધનાનુષ્ઠાન કરવાવાળા જે શાંતિ મેળવી શકતા નથી તેવી પરમ શાંતિ આપના અનુગ્રહથી અમે પામ્યા. ૨. આપનું અમને એવું દર્શન થયું કે જેથી હવે અમને પુનર્ભવનું દર્શન ટળી ગયું, અને જ્ઞાનમુદ્રાના અવલોકનથી અમારા હૃદયના સર્વ સંશયો દૂર થયા. ૩. તથાપિ હે દેવદેવેશ! આપના ચરણ કમળમાં અમારી દૃઢભકિત થાય એવું કંઇક અમને કહો ( શિક્ષણ આપો ) ૪. કે જેથી વચગાળે થતો વ્યવહાર સ્મરણને વાળી નાખી જીવન્મુકિત સુખનો અવિચ્છિન્ન આનંદ મળે ૫.

ईश्वर उवाच ।

अद्वैतमेव परमं तत्त्वं यद्यपि निश्चितम् ।
तथापि भजनानन्दो ब्रह्मानन्दसहोदरः ॥ ६ ॥
द्वैतापेक्षं हि भजनं तदर्थं द्वैतकल्पना ।
भक्तये कल्पितं द्वैतमद्वैतादपि सुन्दरम् ॥ ७ ॥
स्वरूपाधिगमोपाया: श्रवणाद्याः प्रकीर्त्तिताः ॥
ततोपि सरलोपायो भक्तिरेवेति निश्चितम् ॥ ८ ॥

भक्तौ प्रौढिमुपेतायां यः आनन्दोऽनुभूयते ।
न स वर्णयितुं शक्यः स्वसंवेद्यतया पुनः ॥ ९ ॥
भक्तौ प्रीतिमथालोक्य भवतां प्रीणितोऽस्म्यहम् ।
कथयिष्यामि सर्वेषां भव्यं हिततमं च यत् ॥ १० ॥
भवतां मोहनाशार्थं रूपमेतन्मया धृतम् ।
ममैवानुत्तमं रूपमर्द्धनारीश्वरं परम् ॥ ११ ॥
तद्ध्यानात् पूजनात्तस्य मुक्तिर्भुक्तिश्च हस्तगा ।
ये देवा मानवा वापि ध्यायन्त्यर्द्धशिवात्मकम् ॥१२॥
स्वरूपं ते निश्चयेन प्राप्नुवन्ति परं पदम् ।
तस्माद् भावेन तद्रूपमर्चनीयं शुभार्थिभिः ॥ १३ ॥

ઈશ્વર કહે છે

જો કે પરમ તત્ત્વ તો અદ્વૈત જ છે તથાપિ ભજનાનંદ એ બ્રહ્માનન્દનો સહોદર જ છે. ભજનમાં દ્વૈતની અપેક્ષા રહે છે અને તેટલા માટે ઉપાસ્ય અને ઉપાસક જેવા ભેદની કલ્પના કરવી પડે છે. તથાપિ ભકિતને અર્થે કલ્પેલું દ્વૈત તો અદ્વૈત કરતાં પણ સુન્દર ભાસે છે. ૭. સ્વસ્વરૂપનું જ્ઞાન સંપાદન કરવા માટે શ્રવણ, મનન, નિદિધ્યાસનાદિ ઉપાયો શાસ્ત્રમાં દર્શાવેલા છે, પણ તે સર્વથી સરલ ઉપાય ભકિત જ છે એમ નિશ્ચિત કરેલું છે. ૮. ભકિત જ્યારે પ્રૌઢદશાપન્ન થાય છે ત્યારે જે આનંદ અનુભવાય છે તે તો માત્ર આત્મ સંવેદ્ય જ હોવાથી તેનું શબ્દાદિકથી વર્ણન થઈ શકે નહિ. ૯. તમો સર્વેની ભક્તિમા પ્રીતિ જોઈ હું ઘણો પ્રસન્ન થયો છું એટલે તમો સર્વેનું હિતકરકલ્યાણ હું




શ્રી ૧૦૦૮ શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય યોગીન્દ્રવર્ય
સ્વયમ્પ્રકાશ સ્વામી શ્રી આત્માનંદ સરસ્વતી.
સમાધિસ્થાન–બ્રહ્માવર્ત. સમય–આસો સુદ ૭ રવીવાર ૧૯૮૩.

તમને કહીશ. ૧૦. તમારો મોહ નાશ કરવા માટે મેં આ રૂપ ધારણ કર્યું છે. પણ મારું પરમ સ્વરૂપ તો અર્ધનારીશ્વર જ છે. ૧૧. તે રૂપના ધ્યાનથી તથા પૂજન કરવાથી ભોગ મોક્ષ બન્ને હથેલીમાં જ સમજવા. જે દેવો અથવા મનુષ્યો એ અર્ધનારીશ્વર સ્વરૂપનું ધ્યાન કરે છે ૧૨. તે નિશ્ચયે પરમપદને પ્રાપ્ત થાય છે તેથી હે દેવો! ભાવપૂર્વક એ સ્વરૂપનું ધ્યાન કરવું. ૧૩

देवा ऊचुः ।

भगवन् देवदेवेश कीदृशं रूपमद्भुतम् ।
केन प्रकारेण पुनर्ध्यातव्यं कश्च तद्विधिः ॥ १४ ॥
उपायश्चात्र कः प्रोक्तस्तद् ब्रूहि दयया विभो ।
येनाचरितमात्रेण भुक्तिर्मुक्तिश्च सिद्ध्यतः ॥ १५ ॥

હે ભગવન્! હે દેવના દેવ! ઈશ્વર! એ આપનું અદ્ભૂત રૂપ કેવું છે? કયા પ્રકારે તેનું ધ્યાન કરવું? તેનો વિધિ કયો? ૧૪ એમાં ઉપાય શો? તે સર્વ આપ દયા કરી કહો કે જેનું આચરણ કરવાથી ભોગ તથા મોક્ષની સિદ્ધિ થાય. ૧૫

ईश्वर उवाच ।

सर्वे शृणुत तद गुह्यं सङ्क्षेपेण वदाम्यहम् ।
एतच् श्रद्धादरिद्राय वक्तव्यं न कदाचन ॥ १६ ॥
अष्टम्येकादशी भूता ममैव दिवसत्रयम् ।
व्रतत्रयं सदा कुर्वन् भुक्तिं मुक्तिं च विन्दति ॥ १७ ॥
माघकृष्णचतुर्दश्यां निशीथव्याप्तिमत्तिथौ ।
या महाशिवरात्रीति कथिता मुनिसत्तमैः ॥ १८ ॥

तस्यामुपोषणं रात्रौ चतुःप्रहरपूजनम् ।
रात्रौ जागरणं चैव महोत्सवविधानतः ॥ १९ ॥
कृत्वा प्राप्नोति नियतं भोगान् नानाविधान् जनः ।
मनोऽभिलषितानन्ते मुक्तिं चेति न संशयः ॥ २० ॥
ततोऽप्यधिकपुण्यस्य प्राप्तिकारकमुत्तमम् ।
शिवव्रतमिति प्रोक्तं मत्प्रसादकरं परम् ॥ २१ ॥

તમે જે પૂછ્યું તે હું તમોને સર્વેને સંક્ષેપથી કહી સંભળાવીશ; આ વિષય પરમ ગુહ્ય (ગોપ્ય) છે તેથી જે પુરુષ શ્રદ્ધાહીન હોય તેવાને કદાપિ ન કહેવું. ૧૬. અષ્ટમી તથા એકાદશી તથા મારો જન્મ દિવસ એ ત્રણ દિવસ ત્રણ વ્રત કરનારા હંમેશા ભોગ અને મોક્ષ પામે છે. ૧૭. માઘ માસની કૃષ્ણચતુર્દશી દિને ચતુર્દશી મધ્યરાત્રવ્યાપિની હોય તે દિવસને પુરાણમુનિજનોએ મહાશિવરાત્રી એમ કહેલ છે. ૧૮. તે દિવસે ઉપવાસ કરવો. રાત્રીમાં ચારે પહોર પૂજન કરવા–રાત્રીનું જાગરણ કરવું અને એવી રીતે એ મહોત્સવયુક્ત વ્રત કરવું. ૧૯. આમ કરવાથી એ વ્રત કરનાર પુરુષ નાનાપ્રકારના મનવાંછિત ભોગ ભોગવી અંતે મુક્તિ પામે છે એમાં લેશ પણ સંશય ન કરશો. ૨૦. આનાથી પણ એક અધિક પુણ્યની પ્રાપ્તિ કરાવનારું 'શિવવ્રત' નામનું મને પ્રસન્ન કરનારું પરમ વ્રત છે. ૨૧

देवा ऊचुः ।

किमिदं भगवन्नुक्तं शिवव्रतमनुत्तमम् ।
कश्चास्य विधिरित्येतत् सर्वं श्रावय शङ्कर ॥ २२ ॥

હે ભગવાન, એ આપે જે અતિઉત્તમ શિવવ્રત નામનું વ્રત કહ્યું તે શું છે? અને એ વ્રત કરવાનો શો વિધિ? તે સઘળું અમને કહી સંભળાવો. ૨૨

ईश्वर उवाच ।

अमा सोमवती यर्हि प्रदोषव्यापिनी भवेत् ।
रविवारे निशीथान्तं भवेद् यत्र चतुर्दशी ॥ २३ ॥
शनैश्चरे प्रदोषस्य समये स्यात् त्रयोदशी ।
तदा शिवव्रतं प्रोक्तं भुक्तिमुक्तिप्रदायकम् ॥ २४ ॥
तदाचरणमप्यत्र वदामि शृणुताऽनघाः ।
येनाचरितमात्रेण मत्प्रसादः प्रजायते ॥ २५ ॥

અમાવાસ્યા સોમવતી પ્રદોષવ્યાપિની જ્યારે આવે તથા રવિવારને દિને ચતુર્દશી મધ્યરાત્રવ્યાપિની હોય ૨૩. અને શનિવારે ત્રયોદશી પ્રદોષવ્યાપિની હોય ત્યારે એ ત્રણ દિવસનું શિવવ્રત કહેવાય છે કે જે ભક્તિ તથા મુક્તિને દેનારું છે. ૨૪. તે વ્રત આચરવાનો પ્રકાર પણ હે પાપરહિતો, હું તમને કહું તે પણ તમે સાંભળો. જેના આચરણ માત્રથી મારી પ્રસન્નતા થાય છે. ૨૫

त्रयोदश्यां समुत्थाय प्रातर्यायान्नदीतटम् ।
तिलामलककल्केन स्नानं कुर्याद् यथाविधि ॥ २६ ॥
अद्यारभ्य करिष्येऽहं शिवव्रतमहस्त्रयम् ।
शिवप्रसादसिद्ध्यर्थमिति सङ्कल्प्य भक्तितः ॥ २७ ॥
कृतनित्यक्रियः सम्यक् शिवाराधनतत्परः ।
भक्त्या समर्चयेल्लिङ्गे प्रदोषे शिवमादरात् ॥ २८ ॥

**नानाविधं तु नैवेद्यं शिवाय विनिवेदयेत् ।**
**पूजनान्ते तु नैवेद्यमुपयुञ्जीत तद्दिने ।। २९ ।।**

ત્રયોદશીને દિને સવારમાં ઉઠી શૌચદંતધાવનાદિ કરી નદીતટ ઉપર જવું. ત્યાં તલ તથા આમળાં રાત્રે ખાંડીને પાણીમાં પલાળી રાખ્યાં હોય તેનાથી શરીર ચોળીને યથાવિધિ સ્નાન કરવું. ૨૬. હાથમાં જલ લઈ अत्राद्य० ઈત્યાદિ દેશકાલ સંકીર્ત્તન કરી 'શ્રી સદાશિવની પ્રસન્નતા સંપાદન કરવા આજથી આરંભી ત્રણ દિવસનું શિવ-વ્રત હું કરીશ." ૨૭. ભક્તિપૂર્વક આવો સંકલ્પ કરી નિત્યકર્મ કરીને શિવારાધન માટે તત્પર થવું. સાયંકાળે પ્રદોષ ટાણે પાર્થિવલિંગ અથવા નાર્મદલિંનું ભાક્તથી આદરપૂર્વક અર્ચન કરવું. ૨૮. ગંધકાષ્ઠાદિ ઉપચાર સમર્પી વિવિધ પ્રકારનાં નૈવેદ્ય શિવને ધરાવી પૂજનાંતે એ નૈવેદ્યનો તે દિવસે પોતે ઉપયોગ લેવો (ભોજન કરવું).* ૨૯

**रवौ च भूते स्नानादि सङ्कल्पान्तं नदीजले ।**
**गृहे वापि यथाशक्ति नित्यकृत्यं समाप्य च ।। ३० ।।**
**रात्रौ जागरणं कुर्यादर्चयेच्च सदाशिवम् ।**
**प्रथमे प्रहरे पूज्यः शशिशेखर ईश्वरः ।। ३१ ।।**

---

* શિવનૈવેદ્ય લેવામાં દોષ મનાય છે તે માત્ર સ્થાપિત લિંગને માટે છે. બાકી નર્મદેશ્વર અથવા પાર્થિવાદિ લિંગને ગૃહદેવતા તરીકે પૂજતા હોઇએ તેનું નૈવેદ્ય પરમપાવન હોઈ સર્વથા ગ્રાહ્ય છે. આ વિષયનો વિશેષ ખુલાસો જાણવા ઇચ્છનારે બાબુ બેસૂસિંહ સંગૃહીત "શિવનિર્માલ્યનિર્ણય" જોઇ લેવો. વિષ્ણુ નૈવેદ્ય લેવાનો ભાગવતમાં નિષેધ લખેલો છે તોપણ ગૃહદેવતા તરીકે પૂજાતા શાલિગ્રામના નૈવેદ્યને માટે નથી.

गङ्गाधरो द्वितीये तु निशीथेऽर्द्धशिवः शिवः ।
गौरीपतिस्तृतीयेपि तुर्ये मृत्युञ्जयस्तथा ॥ ३२ ॥
एवं सम्पूज्य विधिवदुपचारैः पृथग्विधैः ।
गन्धपुष्पधूपदीपनैवेद्यारार्त्तिकादिभिः ॥ ३३ ॥
बिल्वपत्रैरर्कपुष्पैर्धत्तूरकुसुमैरपि ।
सुगन्धपुष्पैरब्जैश्च द्रोणपुष्पैः समर्चयेत् ॥ ३४ ॥
स्तोत्रैर्हृदयभावार्द्रैः पुष्पाञ्जलिमुपाहरेत् ।
सोमवारे पुनः प्रातस्तीर्थस्नानं विधाय च ॥ ३५ ॥
कृतनित्यक्रियः सम्यक्शिवं सम्पूजयेद् व्रती ।
मध्याह्ने शृणुयाद् भक्त्या कथां कल्याणकारिणीम् ॥३६॥
प्रदोषे स्नानपूर्वन्तु सायंसन्ध्यामुपास्य च ।
कुर्याल्लिङ्गार्चनं सम्यक् श्रद्धाभक्तिसमन्वितः ॥ ३७ ॥
शैवब्राह्मणयुग्मानि यथाशक्ति समर्चयेत् ।
शिवनैवेद्यमेवेष्टैः सह भुञ्जीत यत्नतः ॥ ३८ ॥

રવિવારે ચતુર્દશીએ ઘેર પૂર્વોક્ત રીતે નદ્યાદિ તીર્થે અથવા ઘરે યથાશક્તિ સ્નાનાદિ નિત્યકર્મ સમાપ્ત કરીને ૩૦. રાત્રે જાગરણ કરવું અને સદાશિવનું ચારે પહોરમાં ચાર વાર તથા મધ્યરાત્રનું પૂજન કરવું. તેમાં પહેલે પહોરે શશિશેખર નામથી ઈશ્વર પૂજન કરવું, ૩૧. બીજે પહોરે ગંગાધરનું અર્ચન કરવું, મધ્યરાત્રે અર્ધનારીશ્વરનું પૂજન કરવું, ત્રીજા પહોરમાં ગૌરીપતિનું તથા ચોથા પહોરમાં મૃત્યુઞ્જયનું પૂજન કરવું. ૩૨. એ પ્રમાણે વિધિવત્ નાના પ્રકારના ઉપચારો જેવા કે ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય,

આરાર્તિક, પ્રદક્ષિણા, નમસ્કાર આદિથી અર્ચન કરવું; ૩૩ બિલ્વપત્ર, આંકડાનાં પુષ્પ, ધંતૂરાના પુષ્પ, સુગંધિ મોગરા ગુલાબ વગેરે પુષ્પ, કમલના પુષ્પ, તથા દ્રોણ(કૂંભા)નાં પુષ્પથી પૂજન કરી ૩૪. ભાવાર્દ્ર હૃદયથી સ્તોત્રપાઠ ભણી પુષ્પાંજલિ સમર્પવી. સોમવારે અમાવાસ્યાને દિને પ્રાતઃકાલે તીર્થસ્થાન કરી આવી ૩૫. નિત્યકૃત્ય સમાપ્ત કરી સમ્યક્ પ્રકારે શિવપૂજન કરવું; મધ્યાહ્ન સમયે કલ્યાણકારિણી શિવ-કથા ભક્તિથી શ્રવણ કરવી. ૩૬. અને જ્યારે પ્રદોષ સમય થાય ત્યારે સ્નાન કરી સાયં સંધ્યાનું ઉપાસન કરવું; તદનંતર ભક્તિશ્રદ્ધા પુરઃસર શિવલિંગનું સર્વોપચારથી અર્ચન કરવું. ૩૭. શૈવબ્રાહ્મણનાં જોડલાં યથાશક્તિ પૂજીને આ સમયે પણ શિવ નૈવેદ્યનો જ ઉપયોગ કરવો. અર્થાત્ પોતાના ઇષ્ટ-જનોને સાથે લઇ શિવને ધરાવેલા પદાર્થો આરોગવા. ૩૮

स्त्रियोऽप्येतद् व्रतं कुर्युः पूजनादियुतं यतः ।
शिवार्चनेऽधिकारोऽस्ति द्विजस्त्रीणां द्विजैः समः ॥३९॥
पूजां कर्त्तुमशक्तैस्तु कर्त्तव्यं भक्तिभावतः ।
पूजितस्येशलिङ्गस्य दर्शनं सम्यगादरात् ॥ ४० ॥
तेन तेषामपि भवेद् व्रतसम्पत्तिरीदृशी ।
भावशुद्धिर्हि परमं कारणं व्रतसिद्धिदम् ॥ ४१ ॥

સ્ત્રીઓ પણ આ શિવવ્રત શિવપૂજનયુક્ત કરી શકે છે, કેમકે દ્વિજસ્ત્રીઓને પણ દ્વિજના સમાન શિવાર્ચનમાં અધિકાર છે. ૩૯. જેઓ પોતે શિવપૂજન ન કરીશકે તેઓએ બીજાએ પૂજેલા શિવનું ભક્તિભાવથી દર્શન કરવું ૪૦. તો તેટલાથી પણ તેઓને વ્રતની સંપૂર્ત્તિ થાય છે કારણ કે વ્રતની સિદ્ધિનું પરમ કારણ તો ભાવશુદ્ધિ જ છે. ૪૧

अनेनाचरितेनैव भुक्तिर्मुक्तिश्च सिद्ध्यतः ।
शिवव्रतकरो योगो लभ्यते जातु भाग्यतः ॥ ४२ ॥
प्राप्य चैवंविधं योगमप्रमादेन यश्चरेत् ।
शिवव्रतं ध्रुवं तस्य निवृत्ता यमयातनाः ॥ ४३ ॥

આ શિવવ્રતનું આચરણ કરવાથી ભક્તિ તથા મુક્તિ સિદ્ધ થાય છે. આવો શિવવ્રતકારકયોગ એટલે શનિવારી પ્રદોષવ્યાપિની ત્રયોદશી તથા રવિવારી નિશીથવ્યાપિની શિવરાત્રીયુકત ચતુર્દશી અને ઉદયથી માંડી પ્રદોષવ્યાપિની સોમવતી અમાવાસ્યા એ ત્રણ દિવસનો સરખો યોગ આવે ત્યારે 'શિવવ્રત' કહેવાય તેવો યોગ કોઈક કાળે ભાગ્યે જ આવે છે. ૪૨ આવો યોગ આવે ત્યારે પ્રમાદ ન કરતાં જે પુરુષ એ શિવવ્રતનું ભકિતશ્રદ્ધાથી આચરણ કરે છે તે યમયાતનાથી નિવૃત્ત થાય છે; અર્થાત્ યમપુરીમાં પાપના ફલરૂપે ભોગવવાની, એટલે કે યમદૂતોથી થતી કનડગતો, નરકાદિ દુઃખાનુભવજન્ય પીડાઓથી તે સર્વથા નિશ્ચયે નિવૃત્ત થાય છે. ૪૩

पुरा कल्पे व्रतमिदमाखण्डलपुरोगमः ।
देवैराचरितं येन तेषां सर्वमनोरथाः ॥ ४४ ॥
यथेष्टसिद्धिसम्पन्ना जातास्तस्मादिदं व्रतम् ।
सर्वथा चरितव्यं हि भवद्भिः सर्वदा शुभम् ॥ ४५ ॥
एतदाचरणादन्यव्रतजातफलं भवेत् ।
तेन सर्वव्रतेभ्योपि विशिष्टं व्रतमेतकद् ॥ ४६ ॥
शिवव्रतमिदं यत्तु मया प्रोक्तं महाफलम् ।
श्रवणादपि सर्वेषां मनोदोषापहं स्मृतम् ॥ ४७ ॥

श्रुतिमस्तकवाक्यानां श्रवणान्मननात्तथा ।
निदिध्यासनतोऽपीह यादृशं स्वात्मदर्शनम् ॥ ४८ ॥
जायते येन मेधावी जीवन्मुक्तश्चरेदिह ।
देहान्ते च समाप्नोति परमं पदमव्ययम् ॥ ४९ ॥
तदेव याति परमं शिवव्रतकरः पदम् ।
इति निश्चितमेवास्ति नात्र कार्या विचारणा ॥ ५० ॥
यज्ञैर्दानैस्तथा होमैस्तपोभिर्दुष्करैरपि ।
न प्रीये तादृगेतेन व्रतेन त्रिदशा यथा ॥ ५१ ॥
सुदुर्लभं योगमिमं हि लब्ध्वा धार्यः प्रमादो न हि सर्वथापि ।
शिवव्रतं कार्यमवश्यमेव समस्तसिद्धिप्रदमित्यवेत ॥५२॥

इति श्रीशिवरहस्ये दशमांशे शिवव्रतनिरूपणम् ।

પૂર્વ કલ્પમાં આ વ્રત ઇંદ્રાદિ દેવોએ કર્યું હતું તેથી તેઓના સર્વ મનોરથો ૪૪. યથેષ્ટ રીતે સિદ્ધ થયા હતા. તેથી આ શુભ વ્રત તમારે સર્વદા આચરણ કરવું. ૪૫ આ વ્રતના આચરણથી બીજા સઘળા વ્રતોનું પુણ્ય મળે છે તેને લીધે બીજા બધાં વ્રતો કરતાં શિવવ્રત વિશિષ્ટ ગણાય છે. ૪૬ મેં તમોને મહાફળવાળું શિવવ્રત આજે કહી સંભળાવ્યું તેના શ્રવણ કરવાથી પણ સાંભળનારાના સર્વ મનોદોષ દૂર થાય છે. ૪૭

ઉપનિષદ્ વાક્યોના શ્રવણ, મનન તથા નિદિધ્યાસનથી જેવું સ્વાત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે ૪૮ જેથી તે સાક્ષાત્કારવાન પુરુષ જીવનમુક્ત થઇ ફરે છે અને દેહાંતે ફરી પરમપદને પ્રાપ્ત થાય છે ૪૯. તેવું જ પરમપદ આ શિવવ્રત કરનાર

જન પામે છે એમ નિશ્ચિત જાણજો, એમાં જરા સંશય ન રાખશો. ૫૦. યજ્ઞ, દાન, હોમ અને અતિકષ્ટસાધ્ય તપથી પણ હું તેવો પ્રસન્ન નથી થતો કે જેવો આ વ્રત કરનારથી હું પ્રસન્ન થાઉં છું. ૫૧ આવો અતિદુર્લભ કોઈકજ સમયે આવતો શિવવ્રતના ત્રણ દિવસોનો એક સરખો યોગ આવે ત્યારે સર્વથા પ્રમાદ ન કરતાં અવશ્ય શિવવ્રત કરવું અને એ શિવવ્રતાચરણ સકલસિદ્ધિને આપનારું છે એમ જાણજો. ૫૨

અહીં શિવરહસ્યના દશમાંશમાનું શિવવ્રત નિરુપણ પૂર્ણ થાય છે.

સમાપ્ત



# अथ दक्षिणामूर्तिस्तोत्रप्रारंभः ।

## श्रीगणेशाय नमः ।

विश्वं दर्पणदृश्यमाननगरीतुल्यं निजांतर्गतं
पश्यन्नात्मनि मायया बहिरिवोद्भूतं यथा निद्रया ॥
यः साक्षी कुरुते प्रबोधसमये स्वात्मानमेवाऽव्ययं
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥१॥

बीजस्यान्तरिवांकुरो जगदिदं प्राङ्निर्विकल्पं पुन-
र्मायाकल्पितदेशकालकलनावैचित्र्यचित्रीकृतम् ॥
मायावीव विजृंभयत्यपि महायोगीव यः स्वेच्छया
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥२॥

यस्यैव स्फुरणं सदात्मकमसत्कल्पार्थकं भासते
साक्षात्तत्त्वमसीति वेदवचसा यो बोधयत्याश्रितान् ॥
यत्साक्षात्करणाद्भवेन्न पुनरावृत्तिर्भवांभोनिधौ
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥३॥

नानाच्छिद्रघटोदरस्थितमहादीपप्रभाभास्वरं
ज्ञानं यस्य तु चक्षुरादिकरणद्वारा बहिः स्पंदते ॥
जानामीति तमेव भांतमनुभात्येतत्समस्तं जग-
त्तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥४॥

" प्रासूत तिष्यशरदामतियातवत्या-
मेकदशाधिकशतोनचतुःसहस्र्याम्।" इति।



શ્રીમજ્જગદ્‌ગુરૂ શ્રી આદ્ય શંકરાચાર્ય
પ્રાદુર્ભાવ સંવત ૮૪૫ (શંકરમન્દારસૌરભ પ્રમાણે)

देहं प्राणमपींद्रियाण्यपि चलां बुद्धिं च शून्यं विदुः
स्त्रीबालांधजडोपमास्त्वहमिति भ्रांता भृशं वादिनः॥
मायाशक्तिविलासकल्पितमहाव्यामोहसंहारिणे
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥५॥
राहुग्रस्तदिवाकरेंदुसदृशो मायासमाच्छादना-
त्सन्मात्रः करणोपसंहरणतो योऽभूत्सुषुप्तः पुमान् ॥
प्रागस्वाप्समिति प्रबोधसमये यः प्रत्यभिज्ञायते
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥६॥
बाल्यादिष्वपि जाग्रदादिषु तथा सर्वास्ववस्थास्वपि
व्यावृत्तास्वनुवर्तमानमहमित्यंतःस्फुरंतं सदा ॥
स्वात्मानं प्रकटीकरोति भजतां यो मुद्रया भद्रया
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥७॥
विश्वं पश्यति कार्यकारणतया स्वस्वामिसंबंधतः
शिष्याचार्यतया तथैव पितृपुत्राद्यात्मना भेदतः ॥
स्वप्ने जाग्रति वा य एष पुरुषो मायापरिभ्रामित-
स्तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये॥८॥
भूरंभांस्यनलोनिलोम्बरमहर्नाथो हिमांशुः पुमा-
नित्याभाति चराचरात्मकमिदं यस्यैव मूर्त्यष्टकं ॥
नान्यत्किंचन विद्यते विमृशतां यस्मात्परस्माद्विभो-
स्तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये॥९॥

सर्वात्मत्वमिति स्फुटीकृतमिदं यस्मादमुष्मिन्स्तवे
तेनास्य श्रवणात्तथार्थमननाद्ध्यानाच्च संकीर्तनात्॥
सर्वात्मत्वमहाविभूतिसहितं स्यादीश्वरत्वं स्वतः
सिद्ध्येत्तत्पुनरष्टधा परिणतं चैश्वर्यमव्याहतम्॥१०॥

वटविटपिसमीपे भूमिभागे निषण्णं
सकलमुनिजनानां ज्ञानदातारमारात् ॥
त्रिभुवनगुरुमीशं दक्षिणामूर्तिदेवं
जननमरणदुःखच्छेददक्षं नमामि ॥ ११ ॥

चित्रं वटतरोर्मूले वृद्धाः शिष्या गुरुर्युवा ॥
गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु च्छिन्नसंशयाः॥१२॥

ॐनमः प्रणवार्थाय शुद्धज्ञानैकमूर्तये ॥
निर्मलाय प्रशांताय दक्षिणामूर्तये नमः ॥ १३ ॥

निधये सर्वविद्यानां भिषजे भवरोगिणाम् ॥
गुरवे सर्वलोकानां दक्षिणामूर्तये नमः ॥ १४ ॥

मौनव्याख्याप्रकटितपरब्रह्मतत्त्वं युवानं
वर्षिष्ठांतेवसदृषिगणैरावृतं ब्रह्मनिष्ठैः ॥
आचार्येंद्रं करकलितचिन्मुद्रमानंदरूपं
स्वात्मारामं मुदितवदनं दक्षिणामूर्तिमीडे॥ १५ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्य-
विरचितं दक्षिणामूर्तिस्तोत्रं संपूर्णम् ॥

